# હિંદની સદીઓની ગુલામી

## અને તેનાં કારણ.

તા. ૧૯-૭-૨૨ ના રોજ કરાચી મુકામે
ઈદગાહના મેદાનમાં ૧૦૦૦૦ શ્રોતાઓ સમક્ષ
સ્વામી સત્યદેવે આપેલું ભાષણ.

પ્રકાશક

સવજી ભીમજી જામનગરવાળા
ક્વીન્સ રોડ-કરાચી.

સન ૧૯૨૨ પ્રત ૧૦૦૦

કીંમત. -૧-૦

હિતેચ્છુ પ્રેસમાં હ. વા. ઠાકરે છાપ્યું-કરાચી.

# હિંદની સદીઓની ગુલામી અને તેનાં કારણો



## સ્વામી સત્યદેવનું મનનીય ભાષણ

પ્યારા ભાઇઓ, બહેનો, તથા માતાઓ, આગલે દિવસે મેં નીવેદન કર્યું હતું કે સનાખિધની ગુલામી અને તેના અસબાબ એ વિષયમાં મારા ખ્યાલો આપની સમક્ષ રજુ કરીશ. આ વ્યાખ્યાન માળા મેં અહીં એટલા માટે શરૂ કરી છે કે તમને આઝાદીના વિચાર કરવાની આદત પડે. હું રાજનીતિ શાસ્ત્રનો અભ્યાસી છું. રાજનીતિ શાસ્ત્ર વિષે લોકોમાં ખ્યાલો ફેલાવવા દેશમાં ઠામ ઠામ ઘુમું છું.

## દેશને રાજનીતિ સંબંધી તાલીમની જરૂર છે.

હું માનું છું કે બધા ઇલમોમાં પોલીટીકલ સાયન્સ એટલે રાજ ચલાવવાનો ઇલમ સૌથી ઉંચા દરજ્જાનો છે. કેમકે તે વડે સમાજ ચાલે છે. જો રાજ વહીવટ સારો નહિ તો ઉન્નતિ નહિ. તેથી રાજનીતિ વીષે કેળવણી લેવી તે હરેક નાગરીકની ફરજ છે. જો નાગરીકને રાજ વહીવટ સબંધી વાકેફગારી ન હોય તો તે લાયક નાગરીક કહેવાય નહિ. પોલીટીકલ સાયન્સને શ્યાસતનો ઇલમ કહે છે. આ ઇલમની વાકેફગારી જેટલી ઓછી તેટલે દરજ્જે તેવા મુલકમાં ગુલામગીરી વધારે. હિંદમાં મઝહબની વાકેફગીરી બહુ છે, આત્મા વીષે બેસીને સાધારણમાં સાધારણ માણસ પણ વાત કરી લીએ. પણ જો તેમને પુછો કે સ્વરાજ શું છે? કર વેરા શું છે? કર વેરા લેવાનો અધિકાર કોને હોય? તો તેઓ કહેશે કે તે બાબતમાં તેઓ કાંઈ જાણતા નથી.

## બીજા મુલ્કોમાં આવું નથી

તમે અમેરીકા જાઓ, જર્મની જાઓ અને એક સાધારણમાં સાધારણ મજુરને અથવા કીસાન એટલે ખેડુતને પુછો તો તેઓ પોતાના મુલકના રાજ વહીવટ વિષે હરેક બાબત જાણે છે એવું તમને માલમ પડશે. તેઓ પોતાના મુલકની બાબતો વિષે ખુબ ચર્ચા ચલાવે છે. હું અમેરીકામાં પગે ચાલીને ૨૩૦૦ માઇલ ઘુમ્યો, ગામ ગામ ગયો તો મને માલુમ પડયું કે ત્યાંના ખેડુતો પોતાના મુલક ઉપરાંત ગેર મુલકો વિષે પણ ઘણી વાકેફીઅત ધરાવે છે. અમેરીકનો મારી સાથે હિંદુસ્તાન વીષે ચર્ચા ચલાવતાં. તેનો એ સબબ છે કે પોતાના મુલકની વાતોની બાબતોની નાનપણથી તેમને તાલીમ મળે છે. પણ

## બદકીસ્મતથી હિંદમાં ઉલટું છે

અહીંઆં છોકારાઓને નીશાળમાં રાજનીતિ શાસ્ત્ર વિષે, પોતાના દેશના વહીવટ વીષે કાંઇ શીખવવામાં આવતું નથી. કેમકે આ મુલકમાં કેળવણી આપવાની અસલ મકસદ ગુલામો, કારકુનો, અથવા ગુલામી ઉઠાવનારા નોકરો પેદા કરવાની છે. નીશાળો અને કોલેજો કારકુનો બનાવવાનાં કારખાનાં છે. કોલેજોમાંથી નીકળનારાને પતો હોતો નથી કે તેમનો મુલક કઇ હાલતમાં છે. અહીં હાલત એટલી ખરાબ છે કે કેળવણીને લીધે જેમનાં મસ્તિક ઉંચા હોવાં જોઇએ, જેમનાં દીમાક તેજસ્વી થવાં જોઇએ, જેઓ બી. એ. થાય છે, જેઓ ઈંડિયન સીવીલ સરવીસની પરીક્ષા માટે જાય છે તેમનામાં

## આત્મ સન્માનનું ભાન પણ ન મળે.

આનું કારણ એ છે કે આ મુલકમાં જે તાલીમ અપાય છે તેજ તેમનું સ્વમાન, સ્વદેશાભિમાન વધારે તેવી હોતી નથી. વેશ્યાખાના

માં બેસીને રૂપીઆ લઇને ઓરત પોતાની ઇજતને વેચે છે, તેજ રીતે આપણા ભણેલાઓ મંડીમાં રૂપીઆ માટે વિદ્યાને વેચે છે. એવું અહીં અજ્ઞાન છે. આના ઝાહેલ આપણા મુલકના ભણેલા છે. હકસલી અને શેક્સપીયર પઢનારાઓ વેશ્યાની પેઠે વિદ્યાને વેચે છે. તે જોઇ મારૂં કલેજું ચાકચાક થઇ જાય છે. અમેરીકામાં ઘુમીને આવ્યા પછી મેં નિશ્ચય કર્યો કે લોકોને રાજદ્વારી તાલીમ દઉં. આજે નહિ, પણ હું અમેરીકાથી આવ્યો. તે દિવસથી એ પોકાર લઇને આવ્યો છું કે

**Resistence to Tyranny is obedience to God**

એટલે જુલમની સામે થવું તે ઇશ્વરના ફરમાનને અનુસરવા બરાબર છે. ૧૯૧૧ ની સાલથી મેં અવાજ ઉઠાવ્યો છે આ સબંધમાં Rights of man નામની એક ચોપડી લખી છે ને તેનો તરજુમો સીંધી માં પણ થયો છે તેમાં મેં Freedom of speech તથા ઇન્સાની હકક વિષે લખ્યું છે. ૭–૮ વરસ ઉપર હું કરાંચીમાં પણ આવ્યો હતો. મારા ભાષણની હારમાલા શરૂ કરી હતી પણ આમીલ એસોસીએશન વાળા ડરી ગયા, ને મારૂં ભાષણ બંધ રખાવેલું. કરાચીમાં હું નવો નથી. તેથી મને થયું કે થોડા દિવસ અહીં રોકાઇ જાઉં ને સરળ જબાનમાં વ્યાખ્યાન દઉં. આપ લોકોને સ્વતંત્ર રીતે વિચાર કરતાં શીખવાની જરૂર છે. હું તો આદમીની પુજા કરૂં નહિ, પણ અસુલો–સિધ્ધાતોની પુજા કરનારો છું. આપ પણ સ્વતંત્ર રીતે વિચાર કરતાં શીખો ને સિધ્ધાતોને માનતાં શીખો, તો તમારા નેતાઓના જેલ ગયા પછી તમો ફીકરમાં આવી પડશો નહિ. કેમકે સ્વતંત્ર વિચારથી શોચવાની તાકાદ આવી હશે. ઇંગ્લાંડના કીચનર

ગયો તો તેને બીજો તેની જગા લેનાર મળી આવ્યો. કારણ તેમની ઓરગેની ઝેશન યાને વ્યવસ્થાપક શકિત છે. ત્યારે અમારા દેશમાં તે શકતીનહિ હોવાથી

## એક એક સંસ્થા એક એક આદમી ઉપરજ નિર્ભર છે.

એવોં એક આદમી જાય એટલે આખી સંસ્થા ભાંગી પડે. જાપાન, જર્મની, અમેરીકામાં આવું નથી. પણ તમે તો ખુદા પર આધાર રખી હાથ જોડી બેસનારા છો. આમ તમે તમારી લડત કદાપી નહી જીતો. આ હીંદુસ્તાનની સર જમીન વેદ, ઉપનિષદ, કુરાન રામાયણ, મહાભારતના મહત જ્ઞાનની આ ભુમી છે. છતાં આ મુલકના લોકો ગુલામ કેમ છે? આ સવાલે મને બહુ હેરાન કર્યો. ૬–૭ સદીઓ થયાં હીંદુ લોકો ગુલામ બન્યા છે. ૧૫૦ વરસ થયાં હીંદુ મુસલમાન બંને ગુલામ બન્યા છે. તો આનું કારણ શું છે? આ મુલકમાં શીખ, ગુરખા, પઠાણ, મોપલા જેવા બહાદુર લડવઈયા છે તો આવો મુલક ગુલામ કેમ હોય? હરેક આદમી જેનામાં શોચવાની તાકાદ છે તેને દુઃખ થશે કે આવો મુલક ગુલામી કેમ સહન કરે છે? તમારી દશાથી તમને ચોટ કેમ નથી લાગતી? ગઈ કાલે પોતાના ભાષણમાં માતાજી (બી અમાં સાહેબ) એ કહયુ કે તમે હજુ કેમ જાગતાં નથી? મને અમેરીકાના લોકોએ કહયું કે

## ૩૦ કરોડ ઉપર ૧ લાખ રાજ કરે છે

તેની તમને શરમ કેમ નથી આવતી? આ વાત ઉપર મેં શોચેલ છે, ને શોચવાથી જે મારા જેવામાં આવ્યું છે તે હું તમોને જણાવીશ, જો દરદનું કારણ સમજી ઈલાજ કરાય તોજ દરદ દુર કરી શકાય છે. તો હું તમને

## પાછલી તવારીખ

માં લઇ જવા માગું છું. હીંદની તવારીખમાં એક જમાનામાં એક અત્યંત મહાન આત્મા થઇ ગયો. તેનું નામ ગૌતમ બુધ્ધ છે. તેણે રાજ છોડયું. ને દુનીઆનું દુ:ખ દુર કેમ કરાય તેની વિચારણા કરતા ૭ વરસ તપસ્યા કરી અનાજનો એકેક દાણો ખાઇને તેણે બદન સુકાવી લાકડી જેવું કરી નાખ્યું. ને પછી જ્ઞાન મેળવ્યું. તેને માલમ પડયું કે જો આદમીએ સુખ મેળવવું હોય તો તેણે ઠીક તરેહથી સમજવું જોઇએ કે સચ્ચાઇ પર ચાલવું, દયા રાખવી, અને અચ્છા કામે દ્વારા શ્રેષ્ટતા મેળવવી. ગૌતમ બુધ્ધે આમ નવો ધર્મ સ્થાપીત કર્યો. આ બાબતને હિંદની તવારીખ સાથે તાલ્લુક છે. બુધ્ધે એવું જબર જસ્ત કામ કરયું કે તેની અસર આખી દુનીઆ પર ફેલાઇ છે.

## ભગવાન બુધ્ધે ઉંચા દરજ્જાના ત્યાગનો

ખ્યાલ બતાવ્યોછે. તેમણે કહયું કે આદમીએ વીષય–નફસને મારવો જોઇએ. અહંકાર છોડવો જોઇએ. ભગવાન બુધ્ધે પોતાના ઉત્તમ કોટીના ત્યાગ વડે ફકીરોની ઓરગેનીઝેશન બનાવી. બુધ્ધના શીષ્યો બુધ્ધં શરણં ગચ્છામીનો મંત્ર લઇને દુર દુરના દેશમાં ગયા. બુધ્ધે એવું જબર જસ્ત ઓરગેનીઝેશન કે જેના સંઘ બળનો મુકાબલો આજે યુરોપ નથી કરી શકતું તે બુધ્ધે બતાવ્યું કે સંઘબળ વગર કાંઇ થઇ શકતું નથી. ચીન, જાપાન ટીબેટ, કંદહાર મલાયા અને મેકસીકો સુધી બુધ્ધનો ઉપદેશ પહોંચ્યો હતો. બુધ્ધ પછી

## અશોક

થયો હતો તે એવો મહાન રાજા થયો કે તેનો દુનિઆભરની તવારીખમાં તમે નહી બતાવી શકો. ચીનાઈ વિદ્વાન હયુઅનશાંગનું શહેર

નામું તમે વાંચશો તો તમને માલુમ પડશે કે હીંદમાં તે વખતે ચોરી ન થતી. વ્યભીચાર ન થતો. આ ગૌતમ બુધ્ધના શીક્ષણનો પ્રતાપ. તમોને આ બધી બાબતોકહેવાનું કારણ એ છે કે હીંદ ગુલામ કેમ થયું એ સવાલનો આ તવારીખની બાબતઉપરથી હું તમોને જવાબ આપવા માગું છું. તે જવાબ એ છેકે બુધ્ધના મહાન શીક્ષણ, બુધ્ધના મહાન ધર્મને હીંદ બહાર હોકી કાઢવાને હીંદે જે પાપ કર્યું તેનું ફળ હીંદ આજે પોતાની ગુલામીમાં ભોગવે છે. બુદ્ધ ધર્મને હીંદમાંથી કાઢવામાં હીંદે જે ગુન્હો કર્યો તેનું પ્રાયશ્ચીત આજે ગાંધી તમોને બતાવે છે.

Hatred is not conquered by hatred but by love

એટલે ધીકકારને તમે ધીકકાર વડે ટાળી શકશો નહીં, પણ પ્યાર વડે. ગૌતમ બુધ્ધે જે ઉપદેશ કર્યો હતો તેજ ઉપદેશ સેંકડો વરસ પછી ગાંધી તમને કરે છે. ને તેજ ઉપદેશ હીંદને આઝાદી પર લઈ જઈ શકશે. મહાત્માં ગાંધી જે ઉપદેશ કરે છે, તે વિચારનો પ્રચાર બુધ્ધે કરેલો ને તેનો પ્રચાર દુનિઆ ભરમાં થએલો. દુનિઆ ભરમાં બુધ્ધના વીચારનો પ્રચાર થયો જ્યાં

## હિંદમાં બુધ્ધ ધર્મનો દેખાવ પણ નથી તેનું કારણ શું?

જે બુધ્ધ ધર્મે દુનિઆભરમાં ઉજાળા કર્યા તે બુધ્ધ ધર્મનું નામ હિંદમાં કેમ ન મળે? કેમકે બુધ્ધ અસ્પૃશ્યતાને ન માનતા પતિતને ઉદ્ધારવાનું કામ બુધ્ધે કરેલું. ઓરતોને ઇજ્જત, તથા બધાને સરખા હક આપવાનું બુધ્ધે કહેલું, તમામ તવારીખ જુઓ તો બુધ્ધે આ વિચારોનો મહાન પ્રચાર તલવારથી નથી કર્યો. તક્ષશીલાની યુનિવર સીટીનાં ખંડેરો માલમ પડયાં છે. તેના સ્તુપો મળી આવ્યાં છે તેથી

એ યુનિવરસીટીઓ કેટલી મહાન હતી તેનો ખ્યાલ આવે છે. નલંદની યુનિવરસીટીમાં ૫–૧૦ હજાર વિદ્યાર્થીઓ પઢતા, આવા પ્રકારની જમાયતના હાથમાં તાકાદ કેમ ન હોય? પણ બુદ્ધની આવી ઉન્નતી હીંદના "પ્રીસ્ટ ક્લાસ" ધર્મ ગુરૂનો ધધો કરનારાથી દેખાઇ નહી શુદ્રોને ઉંચા ચડાવો. ઓરતોને માન, ક્ષત્રીઓને માન–તેનો

## ઇર્ષા

વડે જબર જસ્ત કોનસ્પીરસી યાને કપટ બાજી ઉભી થઇ, અને બુધ્ધ ધર્મને હીંદમાંથી હાંકી કાઢવાનું તંત્ર રચાયું. શંકર દીગ વીજય અને બીજા કીતાબોમાં કહ્યું છે કે બૌધ દેખાય ત્યાં તેની કતલ કરો, તેને બાળી મુકો ,વહાણો ભરીને બુધ્ધોને ડુબાડયા કેમકે તે શુદ્રોને ઉંચે ચઢાવતા, બુધ્ધ ધર્મીઓને બહાર કાઢયા પછી બહારથી તેનો ચેપ કોઇ ન લઇ આવે માટે સમુદ્ર પાર જાય તે ધર્મથી ખારીજ થાય એવું ઠરાવ્યું. હીંદના ધર્મ ગુરૂઓના વર્ગે આ કામ કર્યું.

## તેનો નતીજો શું આવ્યો?

તેનો નતીજો એ આવ્યો કે હઝરત મહમદ પેગંબરે દીનના હકના બુલંદ નારા કર્યા અને અરબની અંદર બુલાલ જેવું મહાન કામ કર્યું. તેની પણ હીંદને ખબર ન પડી. ઇરાનમાં ને બીજે મોટી મોટી બાદશાહી મીટ ગઇ પણ તેની ખબર હીંદને ન પડી. હિંદે તો હમે બ્રહ્મ હઇ. દુનિઆ મીથ્યા હઇ, સર્વત્ર આનંદ હઇ, આનંદ સો સચ્ચીદાનંદ–એ મીથ્યા વાદમાં ઉંઘ્યા કર્યું મહમદના ધર્મોપદેશથી નવા જોસ વાળી ફોજો શું કરતી હતી તેનું હીંદને ભાન ન રહ્યું હે એટલે સુધી કે ગીઝનની બાદશાહ મહમદ હીંદ પર ચઢી આવ્યો ત્યાં સુધી હીંદે કાંઇ ન કર્યું. આજે આપણે કહીએ છીએ કે ગવર

મેંટે અમોને નામર્દ બનાવ્યા છે. પણ અરે હિંદુઓ ! ગઝનવી પ્રભાસ પાટણમાં સોમનાથ સુધી પહોંચ્યો ત્યા સુધી કોઇએ તેને ખાળ્યો નહી તે વખતે

## કોણે તમને નામર્દ બનાવ્યા હતા ?

જો તમારામાં દેશનુ અભીમાન હોત તો એક આદમી સોમનાથ તક નહી જઈ શકત. પણ તમે તો એમ કહયું કે જ્યોતષી કહે છે કે હારી જશો માટે હાથ જોડી બેસી રહયા ૧૭ વાર મહમદ ગઝનવી હીંદ પર ચઢી આવ્યો, પણ તમે તો સંસારને મીથ્યા કરી રડયા બુધ્ધે બતાવ્યુ કે માણસનાં કામો સારા હોવાં જોઇએ પણ તમે વેદાંત લીધુ વેદાંતને જેઓ સમજે તેઓ દેવ બને પણ વેદાંતને ન સમજે તે અનાર્કીસ્ટ બને

## ધાર્મિક એનારેકીઝમ

રાજનીતિમા એનારર્કીઝમ એટલે અરાજકતાવાદ છે, તેમ કીસ્મત પર આધાર રાખી કાઇ ન કરવુ એ એક પ્રકારનો ધામીક અરાજકતાવાદ તમે શોધ્યો તમે તો જીવન મુકત થવું અને ખાવું પીવુ ને પડી રહેવું એને કર્તવ્ય ગણ્યું એ હિંદુસ્તાનીઓ ! આ તમારા ધામીંક અરાજકતાવાદથી મહમદ ગજનવી પછી ૫૦૦-૭૦૦ વરસનો તમારા ઈતીહાસ ભરેલો છે અહમદશા અબદલી ચાલ્યા ગયા તો તેનો એક ગુલામ, તમારા અરાજકતાવાદને લીધે બાદશાહ બની ગયા એક મામુલી આદમીએ ગંગુ જોશીના કહેવાથી દક્ષીણમા પોતાનુ રાજ કરી લીધુ બખત્યાર ખીલજી બંગાળામા રાજા થઇ બેઠો જોતીષે કહયું કે હારી જશો એટલે ચુપ થઈ બેસી રહયા, મારી સાથ તમે જગન્નાથજી આવો તેના દેવળ ઉપર ચડો ત્યા તમે એવા ખરાબ ચીત્રો જોશો કે એવાં નાગા, અશ્લીલ, ગંદાં ચીત્રો તમે કયાય નહી જોયાં હોય. આમ મલીનતા વધતી ગઇ ને તમે દેખતા રહયા પણ કાઇ ન કયુ.

## આમાં તમે ગુલામી કેમ સહન કરો છો તેનું કારણ

મળી આવે છે. કેમકે જે કોમ ગુન્હાઓની બરદાસ કરે છે તે કોમ ગુલામીની બરદાસ પણ કરે છે. તમે કાશી જાઓ, પ્રયાગ જાઓ, હરદ્વાર જાઓ. ત્યાંના

મદીરોમા જાઓ ત્યાના પુજારીઓનાં કામો જુઓ તમે સરકારને કહો છો કે કર લીએ છે પણ અમારી મરજી પ્રમાણે પઇસા નથી વાપરતી પણ તમે મદીરોને ક્રોડો પીઆ આપો છો તે રૂપીયાનો, રામેશ્વર ને ગયામાં જે રૂપીઆ આપો છો તેનો હીસાબ પુછો છો ? તમારા કરોડો રૂપીયાની શરાબ અને રંડીબાજી ને જુગારમા મદીરોવાળા બરબાદી કરે છે અરે લોકો ? તમે બ્રાહ્મણ સાધુઓની બુરાઇને આંખો બધ કરીને જોયા કરો તો ફના તમારે થવુ જ જોઇએ

## હું આર્ય સમાજી નથી.

અને મારૂ જીવન સુત્ર જાહેર ક ંધુ કે હુ ચુસ્ત સનાતનીધુ પણ હું બુરાઇ જોઇ શકતો નથી આપણે બુરાઇઓ સહી લેવાની આદતથી ૭૦૦ વરસ ગુલામી મહી અરે માઇ સાધુ બબ્બે ઓરત લઇને ફરે તોય હીદુ નમસ્કાર કર છે આમ હીદની હાલત ન હોતતા વીદેશીના ગુલામ થવાનો વારો ન આવત જ કોમ પોતાની બુરાઇઓ કાઢતી નથી તેને માથે ગુલામી આવવીજ જોઇએ તમે કહેશો કે બીજા મુલ ામા બુરાઇઓ નથી ? હુ -હીશ ક ે પણ ઉચામા ઉચા સ્થાન એટલે ધર્મ સ્થાનોમા તો નહી ઇગ્લાડમા ધર્મ ગુરમા બુરાઈ હોયતા ત્યા ૨૪ -લાક ત ન નભી શકે, ત્યારે તમે તમારા ઉચામા ઉચા સ્થાનમા બુરાઇઓ સહી લીઓ છો શીખોએ આજ ગુ ારની લડત ઉપાડી છ તે ઠીક કામ કર્યું છે જો તમારા ધર્મ સ્થા ા કીક લગે તો મન વીશ્વાસ છે - તમે તમારી અરધી લડાઇ જીતી ગયા ો તો હુ એ બતાવવા માગતો હતો કે ૭૦૦ વરસની તમારી ગુલામીનુ -ારણ અ ે ક બુધ ધર્મે જે કર્મયોગ બતાવ્યો હતો તે

## કર્મયોગ તમે છોડ્યો

તે કર્મયોગને બદલે તમે કોરા વેદાત લીધો હુ વેદાતથી બરખીલાફ નથી. ઉપનીષદો અને વેદાત અમૃત છે પણ તે અધીકારીને વાસ્તે. હકદાર વેદાત વડે દેવતા બને છે નાલાયક વેદાતની વાતો કરી હેવાન બને છે. કર્મયોગ છોડી તમે જ્ઞાનની વાતો કરી તેનો નતીજો શું આવ્યો ? તમારા આખા મુલક ઉપર વીદેશીનુ રાજ થઇ ગયું. ગુરૂ ગોવીંદસીંહે

સ્વતંત્રતાનો પ્રયત્ન કર્યો હતો. પણ તેમનું કામ ધાર્મિક તોર પર હતું. શીવાજીએ મુલકને આઝાદ કરવા કોશીશ કરી પણ સીંધીયા હોલ્કર બીજા બીજા વર્ણો હતા. અને પેશવા બ્રાહ્મણ હતા તેથી આપસ આપસમાં જાતી ભેદમાંના ઝગડાથી મરાઠાઓની રાજસત્તા ફીટાઇ ગઈ. અને મુસલમાનોમાં પણ એક ભારી એબ હતી. હકુમતના નીશામા તેઓ ખુદાને ભુલ્યા ને એશ આરામમાં પડયા. ને શરાબી અને રંડીબાજી પેઠી. તેથી મુસલમાનોની સલ્તનત પણ મીટીમાં મળી ગઇ.

## અને હિંદુ અને મુસલમાન બંનેએ અંગ્રેજની ગુલામી ઉઠાવી

ત્રીજા અવતારે ડીવાઇડ એન્ડ રૂલ એટલે લોકોમાં માંહોમાંહે ફુટ પડાવી રાજ વધાર્યું. આમ આખા હિંદ ઉપર તેમનું રાજ થયું, હવે સમજવાનું એ છે કે અગર જો બુંધ ધર્મ સાથે હિંદુઓએ એવો સલુક ન કર્યો હોત તો હીંદમાં બીજોજ નતીજો આવ્યો હોત. ગૌતમ બુંધ હિંદમાં પેદા થયા છે, તેથી જેવી રીતે મુસલમાનો મક્કા ને મદીના તરફ જુએ છે તેવીજ તરેહથી ચીન, જાપાન, ટીબેટ, બરમા. મલાયા, શીઆમ, હીંદુસ્તાનને જુએ છે. આપ મારી સાથે ગયાજી ચાલો ત્યા જાપાની, ચીના. બરમીઝ ભુતાની, મંચુરીઅન અને રશીઅનો બુંધના અવશેષને નમસ્કાર કરવા આવે છે. પણ તેમને વાસ્તે એક ધર્મશાળા હિંદુઓએ ન બાધવા દીધી. બુંધ મીસનરીઓએ ધર્મશાળા બનાવવા કોસીશ કરી એટલે શંકરાચાર્યે મુકરદમો ચલાવ્યો. સરકારને અકકલ છે,

## હિંદુઓને અકકલ નથી

જો હિંદ સાથે જાપાન ચીનનો સંબંધ ગયાના ક્ષેત્રથી જોડાય તો એશીઆની જબરદસ્ત દોસ્તી થઇ જશે એમ સરકારે જોઇ શકે તેથી સરકારે ગયામાં બુધ્ધોની એક ધર્મશાળા બનાવવાના મુકરદમામાં ધર્મપાળની હાર કરાવી હું મુસલમાનોને કહીશ કે ખીલાફતનો સવાલ તમે ઠીક ઉઠાવ્યો છે અગર જો તમે મુસલમાનો ખીલાફતને નહી બચાવો તો પૃથ્વી પરથી

## તુમ મોટ જાઓ ગે

હિંદુઓની હલતનું કારણ પણ આવુજ છે. હીંદુઓએ ગયામાં બુધ્ધોને માન આપ્યું હોત તો આખુ એશીઆ હીંદુસ્તાન તરફ બીજી નજરથી જોત. પણ હીંદુઓને અક્કલ કયાં છે? તેમણે જાપાન, ચીન, ટીબેટ, સાથે દુશ્મની કરી કેમકે હમ તો બ્રહ્મ હૈ, બ્રહ્મકુ બાદશાહત કયું ચાહીએ? નતીજો એ આવ્યો છે કે દુનિયાંની કોમો તરકકી કરતી ગઇ ને હિંદુસ્તાન પડતી કરતું ગયું. તેથી જ્યારે અંગ્રેજો આવ્યા ત્યારે તેમની પાસે હથીયારનું બળ હતું. વ્યવસ્થા શકતી હતી, ને દેશનો જુસ્સો હતો. તેથી હિંદુસ્તાનીઓ હારતા ગયા.

## ખ્યાલનું પરિવર્તન

બુધ્ધ ધર્મને નહિ આવવા દેવાને Exchance of ideas એટલે ખ્યાલાતનું પરિવર્તન વર્તન બંધ કર્યું તેનો આ નતીજો છે. વરસાદનું પાણી તાજું હોય છે. પણ તળાવમાં બંધચ રહે તો સડી જાય જીવડા પડે. તેમ હિંદુસ્તાને તેની અંદર વેદ, ઉપનીષદો, ને ગીતા છતાં ખ્યાલોનુ પરિવર્તન બંધ કર્યું, તેથી ઉપલાં શાસ્ત્રો તેના બચાવ કરવા અસમથ નીવડયાં, હીંદે દુનીઆં સાથે મળવું, હળવું, આવવું, જાવુ બંધ કર્યું તેથી તેની તાજગી જતી રહી, ને તેના ખ્યાલાત સડી ગયા. આજે જર્મની એક બીના શોધી કાઢે તો આપણે કહીએ છીએ કે અમારા વેદમાં તે લખી છે. આમ પુરાણી તાકાદ ઉપર

## આપણે બગલ કુટીએ છીએ

પણ તમે તો ગુલામ છો. બાપદાદાના ખ્યાલો ઉપર બગલ કુટયે એ દીવસ શું વળે? તમારી આ દશા તે તમારી પોતાની કમજોરીનું પરિણામ છે. આ કાઇ બહારની કમજોરી નથી. મુસલમાનોને મારે આ વાત કહેવી છે. કેમકે મુસલમાનો પણ કીસ્મતની વાત કરે છે. ને હીંદુઓ કીસ્મતના ગુલામ છે. વાસ્તવમા તમારો એજ સિધ્ધાંત હોવો જોઇએ કે કામ શરૂ કરીને છોડવું નહિ. કર્મયોગ એજ જીવનનો આદર્શ હોવો જોઇએ. અહીં સકકરમાં એક દ્રષ્ટાંત આપ્યું હતું તે હું આપીશ.

## સ્વીટઝરલાંડનો દાખલો જુઓ

આસ્ટ્રીઆએ સ્વીટઝરલાંડને ગુલામ બનાવેલું ત્યારે ભારી અત્યાચાર થતા એક વખત શહેરમા એક ઠેકાણે સ્થંભ ઉભો કરી તે ઉપર ટોપી રાખી ત્યા આગળ જેતું પંજાબમા બન્યુ હતુ તેવુ બન્યુ. સ્વીસ લોકો નીચે તેને સ્થંભને સલામ કરવા કહે. એક દીવસ એક કીસાન (ખેડુત) ત્યાથી નીકળ્યો તેને આસ્ટ્રીઅન લશ્કરીએ કહ્યું કે સ્થંભને સલામ કર સ્વીસ ખેડુતે કહે કે હું ખુદા શીવાય કોઇને સલામ કરતો નથી. તો કહે કે તને સજા કરવામા આવશે. સ્વીસ ખેડુત નીડર હતો. તેને આસ્ટ્રીઅન ઓફીસરપાસે લઇ ગયા ઓફીસર જાણતો હતો કે આ સ્વીસ વીર પુરૂષ હોવો જોઇએ. તેણે પેલા સ્વીસ ખેડુત ને કહ્યુ કે તારા છોકરાને તેડી લાવ અને તેના માથા ઉપર એક શેપ (એક જાતનું ફળ) રાખી આ શેપને કાપીને બે ટુકડા કરી નાખેતો તને માફ કરીએ. સ્વીસ ખેડુતે ખુદાને યાદ કર્યાં અને તીર માર્યું, શેપના ટુકડા થઈ ગયા અને તેના છોકરાને તેનેજ હાથે મારી નાખવાની આસ્ટ્રીઅન ઓફીસરની મુરાદ નીષ્ફળ ગઇ. આ પરાક્રમથી સ્વીસોની ખુશીની હદ ન રહી. જેવો તે છોકરાને તેડી જવા લાગ્યો તેવુંજ તેના પાસેથી એક બીજું બાણ નીકળી પડયુ. તેને પુછ્યું કે આ બીજુ શા માટે? સ્વીસે કહ્યુ કે જો કદી તીર ફેંકતા મારા છોકરાનુ મરણ થયુ હોત તો બીજા તીરથી ઓફીસરના પોતાનો જાન લેત. આ બહાદુર પુરૂષનું નામ વીલ્યમ ટેલ છે. (વકતાએ શોરથી કહ્યુ કે)

## હું આ વીલ્યમ ટેલનો ચેલો છું

મુલક માટે કુરબાની કવી કરવી પડે તે આથી ખબર પડે પણ તમે હિંદુઓ તો તીન કાલમાં દુનીઆને મીથ્યા ગણનાર તેને હું શુ સમજાવું? કરવી લોંગ ફેલોએ કહ્યુ છે કે:—

Tell me not in mournful numbers
Life is but an empty dream
Dust thou art to dust retunest
Was not spoken of the soul?

જીવન મીથ્યા છે. મટીમાં મળી જવાનું છે. એ વાતો મને કહેશો નહીં એમ લોંગફેલો કહે છે. આ શબ્દોમાં અમારા કર્મ યોગનુ શીરામુ છે તપે આત્મા અજર અમર છે. એમ કહો છો તો

## ડરતે કયું હો ?

સારૂં છે કે આજે તો ડર નીકળી ગયો છે. પંજાબમાં ગુજરાનવાલા હું ગયો ત્યારે ત્યાંના મંગળસેનને ત્યાં હું ઉતર્યો હતો. ઉતર્યા પછી મંગળસેન મને કહે કે સ્વામી તમોને હું મારા ઘરમાં રાખી શકીશ નહી. કેમકે સી આઇ. ડી. તમારી પાછળ ફરે છે. આ એજ દીવાન મંગળસેને સરકારને લડાઇ વખતે ખુબ મદદ કરી હતી તેને આજે રીતુરી ઠરાવી સરકારે કાળા પાણીની સજા કરી છે. તેની સજાથી હુ બહુ ખુશી થયો છુ. સી. આઈ. ડી. થી ડરતો તે હવે ખુબ મજબુત બનશે. એ તો ખરેજ બહુ ખરાબ જમાનો હતો. તે જમાનો ચાલ્યો જઈ હવે નીડર પણુ આવતુ જાય છે. ખરૂ છે કે આજકાલ ડીપ્રેશન એટલે ના ઉમેદી દેખાવ દઇ રહી છે. પણ આ ના ઉમેદી મામુલી વાત છે. જે કામ આપણે ઉઠાવ્યુ છે. તે હવે છોડવાના નથી.

## આજે લડતની જડ મજબુત થઇ ગઇ છે

હવે તેને ઉખેડી શકાય તેમ નથી. તે વીષે કોઈ દીવસ વધુ કહીશ. આજનો વીષય તો સદીઓની ગુલામી અને તેના કારણોનો છે તેમાં જોયુ કે કનસેપશન એટલે જીંદગીના કાર્યની કલ્પનાજ આપણે ઉલટી બાંધી છે આપણે જીંદગી ની મકસદ સમજ્યા નથી તમે તો એમજ સમજ્યા કે ખાલી ગુજારા કરવો ને રામ નામ લઇ ગુફામાં પડી રહેવું એ ઉંચામ ઉંચો આદર્શ છે. મારો પણ આદર્શ એજ છે. પણ મારો મુલક આઝાદ હોય તોજ હું તેમ કરી શકુ. મારો મુલક આઝાદ હોય તો હું પણ હીમાલયમાં ચાલ્યો જાઉ ને ઈશ્વરનું ચીંતન કરૂં પણ

## કર્મયોગ પહેલાં હોય ને પછી જ્ઞાનયોગ હોય

આ તો તમે યોગ વગર જ્ઞાનયોગની વાતો કરો છો ને તેથી આજે કર્મયોગ

નો સંગ્રામ આદર્યો છે. જીંદગી એજ લડાઇ છે જે છોકરો કસરત નથી કરતો તેનો જીસમ કમજોર રહે છે. તેમજ માણસોનું છે. અમારા લોકોમાં લડાઈનો એટલો શોખ છે કે કોઈની માતા કે બહેનને કોઇ બુરૂં કહે તો સાંભળ્યું ન હોય એમ ચાલ્યા જાય છે. કહેશો કે આપણે બદમાશ થોડાજ છીએ. પણ હું તો તેમ ન કરૂં. ગાળ દેનારને હું તો કહું કે એ ગાળીનો હું સ્વીકાર નથી કરતો, ને તેની તને ભેટ કરૂં છું ને કદી સામાવાળો નજ સમજે તો શું માર ખાઈ લેવો?' હું તો માર ખવાવાળો નથી.

## વાતથી ન સમજે તેને લાતથી સમજાવવા જોઈએ

મે આ સન્યાસીને નમ નથી કહેતો પણ નાગરીકના ધર્મની વાત છે આટલું કહી આજનું ભાષણ હું પુરૂં કરીશ મે તમોને ગુલામીનો સબક સમજાવ્યો છે માટે આજથી તમે સીદ્ધાંત બાંધો કે ગુલામીની બરદાસ નહી કરીએ અગર કોઇની અંદર બુરાઈ હોય તો તેની બરદાસ ન કરો. ને સાફ કહી દીઓ કે "બુરાઈ નહી દેખ શકતે હૈ" બુરાઈ સામે ઝુઝવાની આદતથી ગુલામી સામે તમે ઝુઝવાનું શીખી જશો. મનેતો નાનપણથી બુરાઈની સામે થવાની આદત છે. હું નીશાળમા જતો ત્યારે બાપ કહે કે તારી શાદી કરવી છે, મે કહ્યું એ મારૂં કામ છે મારે શાદી કરવી નથી. બાપે મને ઘણી ગાળીઓ દીધી પણ હું ડર્યો નહી. મે કહ્યું કે શાદી કરશો તો હું ફકીર થઈ જઈશ. એક મીત્ર કહે કે શાદી કર્યે પછી ફકીર થઈ જજો. મેં કહ્યું કે શું સ્ત્રીને તમારી પાસે મુકીને જાઉં? આમ

## ૧૬-૧૭ વરસના ઉંમરમાં મેં બુરાઈ સાથે નોનકોઓપરેશન કર્યું!

કેમકે મારો બાપ મારા ઉપર જુલમ કરતો હતો એટલે મારૂં નોનકોઓપરેશન આજકાલનું નથી ૧૯૧૧ની સાલમા મેં હીંદમા એજ ઉપદેશ કર્યો. ૧૯૧૮મા મોતીહારી ખાતે મહાત્માજીના આશ્રમમા બેઠો હતો. પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ મોટરમા આવ્યો મને વોરંટ દેખાડીને કહે કે આ પઢો. મેં

કહયુ મારી આંખ બરાબર નથી. તમેજ તે પઢો એટલે તેણે "સુ સતે દેવ "સો એન્ડ સો." એમ વાચવા માડયુ. પછી કહે કે દસ્કત કરો. મેં કહયું હમ દસ્કત કરને વાલા નહી. મેકીન મારા કરીને સુપરીનટેન્ડન્ટ હતો તે કહે કે સત્યદેવ હુ તમારાથી હેરાન છુ દસ્કત કરવામા તમને હરકત નથી કીરપસાનાએ તેને કહયુ કે સ્વામી કંઇ બગડ્યુ નથી. બાદ બીજાના દસ્કત કરાવીને ચાલ્યા ગયા પછી કોરટમા મુકદમો થયો, પ્રખ્યાત શ્રી સચ્ચીદાનંદ સીંહ બેરીસ્ટરે મારો મુફત બચાવ કરવા કહયુ મેં સાફ ના પાડી બીજા ચારે વકીલ રોક્યા. પણ મે મફત મળતી બારીસ્ટરી-વકીલાત ના કબુલ કરી. આમ હું પકો નોનકોઓપરેટર છુ. જો બીજો આપણો હક દબાવે-તો વીરોધ કરવો જ જોઇએ પણ તમે તો કહેશો કે પીછલે કરમકા ફલ હે તગદીર હૈ, કીસ્મત હૈ. તો હુ આજે તગદીર પર કુહાડો મારવા આવ્યો છુ.

દુનીયા ભીખારીઓ માટે નથી. દુ[નીયા હીંમતવાળાને માટ છે હીંદના એ એક બચ્ચાએ આ રુબક શીખવાનો છે તેજ હીંદ શેર થઇ શકશે ને આત્મવીશ્વાસ ઉત્પન થશે, આઇ વીલ ડુ ઇટ, એન્ડ ડાઇ ફોર ઇટ હુ ક ને તે કરતાં મરીશ. જે કામ કરો તે પુરૂં કરો અને નહી તો

## મરી ફીટો

કામ કરવા નીકળો તો પછી કર્યા વગર પાછા ફરો નહિ. કામ કર્યા વગર મ્હો દેખાડવું જોઇએ નહિ, આ કર્મયોગ છે. આ બુધ્ધનો કર્મયોગનો ઉ છે. હીંદુઓએ તે કર્મયોગ છોડયો. મુસલમાનોએ પણ તે છોડયો. તેથી તે બાદશાહી રીસાઇ ગઇ હવે કર્મયોગને ફરી પકડો તો દુનીયા તમારી છે. રાજ તમારૂ છે લેકીન તે માગ્યાથી મળશે નહિ, પણ કર્મયોગથીજ મળશે.

[ સંપુર્ણ ]